# અજંતાના કલામંડપો

રવિશંકર રાવળ





પ્રકાશક · કુમાર કાર્યાલય લિમિટેડ

અ મ દા વા દ

કિંમત રૂ. ૩-૦-૦

# અજંતાના કલામંડપો

(રંગચિત્રો રેખાલેખનો અને ફોટોગ્રાફો સાથે)

લેખક અને આલેખક

રવિશંકર રાવળ

અને બીજાઓ



પ્રકાશક

કુમાર કાર્યાલય લિમિટેડ · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ



## અર્પણ

ઔંધના રાજાસાહેબ

શ્રીમાન બાલાસાહેબ પંત પ્રતિનિધિને

જેમના અતિથિ તરીકે

મને અજંતાની કળાલક્ષ્મીનાં

દર્શન અને દીક્ષા મળ્યાં.

ર. મ. રા.

# અગ્રવચન

(પહેલી આવૃત્તિનું)

હિંદી ચિત્રકળાનો સુવર્ણયુગ આજ આપણી સમક્ષ કોઈ પ્રત્યક્ષ પુરાવા રૂપે મોજૂદ હોય તો તે અજંતાના કલામંડપો જ છે. માળવાની વ્યાઘ્ર–ગુમ્ફા (વાઘ ગુફા)નાં, સીલોનની શ્રીગિરિની ગુફાનાં, દક્ષિણના સીતાનવાસનનાં કે જૂનાં શિવમંદિરોનાં ચિત્રો, બધાં બૌદ્ધ કે શૈવ સંપ્રદાયના પ્રસંગોનાં આલેખનો હોવા છતાં હિંદમાં વિકાસના શિખરે પહોંચેલી એક જ ચિત્રપદ્ધતિનો પરિવાર છે. તેમની ભાવોદ્દીપન શક્તિ, સંસ્કારી રેખાંકન અને સચોટ પાત્રનિરૂપણ જગતમાં અજોડ રહેવાનાં. ભારતની કળાના સમુદ્ધારમાં કે સંસ્કૃતિના ઉચ્ચતમ વિકાસમાં અજંતાના અભ્યાસ વિના પદાર્પણ કરનાર ઇતિહાસ અને માનવસુરુચિનો દ્રષ્ટા જ ગણાવો જોઈએ.

ભારતીય કળા, એ ભારતીય સંસ્કૃતિ અને ભારતીય વિચારનું અગ્રગણ્ય વાહન અને સંપુટ બની રહેલી છે. હાલનાં વિદ્યાલયો અને કળાશાળાઓ હવે વધુ વખત એ કલાસંપત્તિની અવગણના નિભાવી લે તો માતૃભૂમિનો મહાન દ્રોહ થયો ગણાશે. પરંતુ આપણાં કમભાગ્યે એવા અભ્યાસનાં સાધનો અને સાહિત્યો ઉત્તેજનના અને આદરના અભાવે પ્રાદુર્ભાવ પામ્યાં નથી. યુરોપ, અમેરિકા કે જાપાને હિંદની પ્રાચીન સંસ્કૃતિનાં ચિત્રો અને સાહિત્યનો જેટલો સંગ્રહ અને પ્રચાર કર્યો છે તેનો લાભ અલ્પાંશે પણ હિંદવાસીને મળ્યો નથી.

આ પરિસ્થિતિમાં સ્વદેશી ભાષામાં ભારતીય કળાનું આ પ્રકાશન, અનેક ત્રુટીઓ છતાં, હિતભોગ્ય ગણાવું જોઈએ. કળાને સમગ્ર જનતામાં અંકુરિત કરવી હોય તો આબાલવૃદ્ધ સર્વને સુલભ અને સુપ્રાપ્ય થાય એવી રીતે કળાગ્રંથનું પ્રકાશન થવું જોઈએ એમ માની આ ચિત્રસમૂહ બને તેટલી સાદાઈ રાખી તૈયાર કર્યો છે; અને એમ કરવામાં મને જે જે વિદ્વાનો, કલાકારો, ગ્રંથકારો અને ફોટોગ્રાફર મિત્રોનો સહકાર મળ્યો છે તેમનાં નામ અત્રે રજૂ કરીને તેમનું ઋણ જાહેરરીતે સ્વીકારું છું.

ઔંધના રાજાસાહેબ શ્રીમાન બાલાસાહેબ પંત પ્રતિનિધિ (ચિત્રો, બ્લૉકો વગેરે)
શ્રી કેતકર, શ્રી પુરમ, શ્રી ચાફળકર વગેરે અજન્તાની કલાયાત્રાના સાથીદારો (ચિત્રો, ફોટો વગેરે)
J. Griffiths' Ajanta (ચિત્રો)   શ્રી કાકાસાહેબ કાલેલકર (લેખ)
શ્રી કુન્દન–જામનગર (ફોટો)   શ્રી ધીરજલાલ ટોકરશી શાહ (કાવ્ય)   શ્રી બચુભાઈ રાવત (પ્રકાશન)

ર. મ. રા.



અજંતાના કલામંડપો

જ્યારે બૌદ્ધ ભિક્ષુઓના વાસથી સજીવ હશે તે વેળા કેવા હશે તેનું કલ્પનાચિત્ર

(મૂળ આલેખક • મિ. જે. ગ્રિફિથ્સ   અનુકૃતિ • રવિશંકર રાવળ)

**મા**નવ ઇતિહાસમાં જ્યારેજ્યારે માનવીનાં હૃદય અને માનસ પ્રફુલ્લ પરિપાક પામ્યાં છે ત્યારેત્યારે કલામાં તેની અચૂક અમર પંક્તિઓ પડ્યા વિના રહી નથી. માનવના ઇતિહાસનો કે જીવનનો કોઈપણ પ્રસંગ જ્યારે ઉચ્ચ કલામાં અવતાર પામે છે ત્યારે જ તેના મહત્ત્વનો ખરો આંક પડે છે. દુનિયાના ત્રીજા ભાગ ઉપરાંતના પ્રદેશમાં સૌથી મહાન ધર્મ તરીકે પ્રચાર પામેલા બૌદ્ધ ધર્મે માનવજીવનમાં શી ક્રાંતિ, શો પ્રભાવ ને શા સંસ્કાર પ્રચાર્યાં છે તેની સાબિતી આપતાં ચિત્રપટો, મૂર્તિઓ ને ગુફામંદિરોને જગતના કલાવિદો આજે અનુપમ વારસો સમજે છે.



ફ્રાન્સનો વતની લુવ્રના ચિત્રાલયની વાત જાણતો ન હોય, કોઈ અંગ્રેજ જો ઇંગ્લંડની નૅશનલ ગૅલેરી(પ્રજાકીય ચિત્રાલય)નું નામ સમજતો ન હોય તો તે તેમના સમાજમાં સંસ્કારહીન ગણાઈ જાય. હિંદુસ્તાનના દુર્ભાગ્યે હિંદીવાનો કલા અને કલાધામોની ચર્ચા કોઈ નવરા, બેફિકરા કે આરામપ્રેમીઓને માટે જ છે એમ માની બેઠા જણાય છે.

આજે આપણી સાધારણ માન્યતા થઈ ગઈ છે કે મનુષ્યને કલા, ચિત્ર ને સંગીત વિના ચાલી શકે. તેની ખોટ કોઈને આજે ખાસ સાલતી નથી. પણ આપણાથી ફક્ત બસો જ વર્ષ પહેલાંની પ્રજામાં હજારો વર્ષની પરંપરાથી કોઈ એવી ઊર્મિ ચાલી આવતી હતી કે જેથી તેઓ સુંદર ગૃહ-નિર્માણ માટે, સુંદર વસ્ત્રો અને ઉપસ્કરો માટે તેમજ ઉત્સવદિનની શોભા માટે અપાર કાળજી બતાવતા અને ખર્ચ કરતા. એમણે હિંદુસ્તાનનો આત્મા એકેએક ઘાટમાં, દરેક રૂપમાં, પ્રત્યેક વ્યવહારમાં દૃષ્ટિગત કરી બતાવ્યો છે.

ધર્મ તથા ખાનપાન જુદાં હોવા છતાં એશિયાના બધા મુલકોમાં આ કલાપ્રેમ એકસરખો વ્યાપી રહ્યો જણાયો છે; અને તે બધાની કલાકૃતિઓ તપાસનારા વિદ્વાનો ચોક્કસ માને છે કે એ સૌનાં મૂળમાં કલાનો એક જ સંપ્રદાય પથરાએલો છે અને તે ઘણે અંશે હિંદુસ્તાનના ગર્ભમાં જ પાકેલો હતો.

જગતનો મહાવિદ્વાન અને પુરાવિદ્યા-સંશોધક સર ઑરેલ સ્ટાઈન તિબેટ ને ચીનાઈ તુર્કસ્તાનનાં રણોમાં દટાએલાં બૌદ્ધ ધર્મનાં ચિત્રપટો તથા મૂર્તિઓ ખોદી કાઢીને સાબિત કરે છે કે તેના પ્રચારકો અને શિક્ષાગુરુઓ હિંદુસ્તાનની દીક્ષા લઈને નીકળ્યા હતા. જાપાન, ચીન, જાવા, સુમાત્રા અને બ્રહ્મદેશની કલામાં હિંદની કેન્દ્રરેખા સ્પષ્ટ જણાય છે.

આખા એશિયાના એ કલાચક્રની ધરી અજંતાનાં ગુફામંદિરો જ હતાં એ આજે

તો સૌકોઈ કબૂલ કરે છે. અજંતાના એ મંડપોની કલા એટલી અપૂર્વ ને સંપૂર્ણ પરિપાક-વાળી છે કે આપણે તેને ભારતવર્ષની કલાની ગુરુપીઠ માનીએ તો જરા યે અતિશયોક્તિ ન ગણાય.

એ ગિરિમંડપોમાં કલા અવતાર પામી તે પૂર્વે કોણે તેની શરૂઆત કરી હશે, કેટલા કાળથી તે ખેડાતી આવી હશે તેમજ શી રીતે તેનો ક્રમિક વિકાસ થયો હશે તે જાણવાનાં સાધનો લગભગ દુર્લભ થયાં છે. પુરાણના બ્રહ્મા સૃષ્ટિ રચતા ત્યારે તેમને કોઈ પણ વસ્તુ અસાધ્ય નહોતી, તેવી જ શક્તિથી અજંતાના કલાવીરોએ શિલ્પ ને ચિત્રનાં નિર્માણ કર્યાં છે.

ઈ.સ.ની યે પહેલાં ત્રણસો વર્ષથી માંડીને છેક લગભગ છઠ્ઠા કે આઠમા સૈકા સુધી અજંતાની કલાની લીલા વિસ્તરતી રહી હતી. માળવામાં આવેલી વાઘ-ગુફાઓ, મદ્રાસ ઈલાકામાં આવેલી સીતાનવાસ ગુફાઓ અને લંકાની શ્રીગિરિની ગુફાઓ અજંતાના સીધા ખોળાની વારસદાર હોય એવાં થોડાં ચિત્રો હજી સાચવી રહી છે, તે પરથી અજંતાનો પ્રતાપ સ્પષ્ટ દેખાય છે; પણ તે કરતાં યે, પહેલાબીજા સૈકાનાં તુર્કસ્તાન, તિબેટ કે ચીન-જાપાનનાં ચિત્રો જોઈએ છીએ ત્યારે તો સ્તબ્ધ થઈ જઈએ છીએ કે પોતાની એટલી જ સચોટ છાપ અજંતાએ કેટકેટલી સીમાઓની પાર નાખી હતી! અજંતાનું નામ હિંદ-વાસીને સમજાય તે પહેલાં તો તેણે કેંક યુરોપિયનોને આંજી દીધા હતા અને આજે તેમની જ મહેનતથી, માત્ર હિંદને જ નહિ, પણ આખા એશિયાખંડને એ અપૂર્વ વારસા માટે ગર્વ ધરવાની તક મળી છે.




ફરદાપુરમાં ઔરંગઝેબે બંધાવેલું બેગમસરાઈ નામનું મુસાફરખાનું (સ્કેચ • રવિશંકર રાવળ)

## અજંતા ક્યાં છે!




મુંબાઈથી એક રાતની જ મુસાફરી કરીને તમે સવારમાં જળગામથી આગળના સ્ટેશન પાચોરા ઊતરી પડો તો ત્યાંથી નાની ગાડીમાં બેસી દસ વાગ્યે પહૂર ગામે પહોંચી જાઓ. ત્યાંથી સાત જ માઈલ છેટે નિઝામની હદમાં ફરદાપુર ગામ છે. તેની પડોશની બોડી ટેકરીઓમાં અજંતાના કલામંડપો છુપાએલા છે.

ઝાડ વિનાનો એ પથરાળ મુલક જોઈને કોઈ પણ પ્રવાસીને લાગે જ નહિ કે ત્યાં જગતની અપ્રતિમ કલામૂર્તિનું સ્થાનક હશે. ફરદાપુર ગામની વસ્તી મોટે ભાગે મુસલમાનોની છે. ત્યાંનો તૂટેલો કિલ્લો અને બેગમસરાઈ નામનું એક મોટું મુસાફરખાનું પહેલાં જ નજરે પડે છે.




પહૂર: અજંતા પહોંચવા માટેનું નજીકમાં નજીકનું સ્ટેશન પહૂર ગામનું છે (સ્કેચ · રવિશંકર રાવળ)

ઔરંગઝેબ બાદશાહે તે બંધાવ્યાં હતાં. અત્યારે તો એ ગામમાં માંડ ત્રણસો–ચારસો માણસની વસ્તી હશે. તેઓ ખેતી, ગાડાં હાંકવાં, કપાસ ઉગાડવો વગેરે કામ કરે છે. રસ્તાની એક બાજુએ મુંબાઈવાળા મૂળજી જેઠાની જિનિંગ ફૅક્ટરી છે, બીજી બાજુ ડાક બંગલો અને મુસાફરખાનું છે. અજંતાની ગુફાઓના રક્ષક અધિકારી (ક્યૂરેટર) પણ ત્યાં જ રહે છે. તેમની દેખરેખ નીચે નિઝામ સ્ટેટનું મોટું ગેસ્ટ-હાઉસ છે, પણ તેમાં ઊતરવાને રાજ્યની મંજૂરી મેળવવી પડે છે.

ફરદાપુરથી ચાર માઈલ દૂર ટેકરીઓમાં બાઘોરા નદી વહે છે. અજંતા જતાં એક બાર આ નદી ઓળંગવી પડે છે અને તેને કાંઠેકાંઠે જ રસ્તો વાંક લેતો જાય છે. નદીમાં વાંક એટલા બધા સર્પાકારે છે કે ઠેઠ પહોંચો નહિ ત્યાં સુધી તમને ગુફાઓનો ખ્યાલ સરખો પણ ન મળે. હમણાં તો ઠેઠ સુધી મોટરગાડી જાય છે એમ સાંભળ્યું છે; નહિ તો યે પગપાળા જવાની મજા બહુ પડે છે; પણ ભૂલેચૂકે ફરદાપુરના એક્કામાં બેઠા તો હાડકાંની બહુ માવજત કરવી પડે.

અજંતાનાં છાપેલાં ચિત્રો જોયાં હોય, ચોપડીઓ વાંચી હોય, છતાં પહેલી જ નજરે તેનું જે દૃશ્ય પડે છે તે તેને વિષેની આપણી કલ્પના કરતાં તદ્દન નવું, ગંભીર ને વધુ ભવ્ય લાગ્યા વિના રહેતું નથી. છેલ્લો વાંક પૂરો થાય છે કે તરત આપણી આંખ સામે ત્રણસો ફીટ જેટલી ઊંચાઈની ઊભી ભેખડ એક દીવાલની પેઠે પહાડમાંથી વર્તુલ કરતી આવે છે. નદીમાં ઊભેલા માણસને તો પોતે કોઈ આકાશાચ્છાદિત મહાલયમાં ઊભેલો હોય એવી કલ્પના થાય. એ ઊંચી ભેખડની બરોબર મધ્યમાં કોરેલી અટારી-ઓનો એક કંદોરો પાડેલો દેખાય છે. નદીમાંથી એટલે ઊંચે શી રીતે જવું તેનો વિચાર સહજ થાય, એટલામાં તો રાજ્ય તરફથી બંધાવેલાં હાલની ઢબનાં પગથિયાં દેખાય છે.

પણ અજંતાનો પ્રાચીન પ્રવેશમાર્ગ આ નહોતો. હાલ જેને ૧૭ નંબરની ગુફા કહે છે ત્યાં હજુ એ જૂના માર્ગનાં કોતરેલાં પણ ઘસાઈ ગએલાં પગથિયાંની કેડી જણાય છે. એ માર્ગ ગુફા આગળ પહોંચે છે ત્યાં બે બાજુ મોટા હાથીઓ કોરેલા છે. તેમાંનો એક તો લગભગ તૂટી ગયો છે. તેને વટાવી માણસ ડાબી બાજુ વળે તે પહેલાં સામે એક નાની દોઢી પાડીને તેમાં દ્વારપાળ તરીકે નાગરાજની એક મોટી અતિ સુંદર મૂર્તિ કોતરેલી છે. અજંતાનાં ચિત્રો જેટલી જ અનુપમ અજંતાની શિલ્પકૃતિઓમાં એ મૂર્તિ ન ભુલાય એવી છે. અહીં સુધીનો ચઢાવ બહુ જ સીધો હોવાથી ચડનારને સહેજ થાક લાગે છે, પણ તરત જે દૃશ્યસમૃદ્ધિ નજરે પડે છે તેથી તેનો હર્ષ વધી જાય છે; છતાં પોતે હવે પછી કેટલા ઉચ્ચ પ્રકારની કલા જોવાનો છે તેનું માપ કલ્પી શકતો નથી.



**અપ્સરા**

અજંતાના કલામંડપોની ૧૭મા નંબરની ગુફાની ઓસરીની ભીંત પરનું એક ચિત્ર. તેનાં આભૂષણો વગેરે તે આકાશમાં ઊડતી હોવાનો વેગ દર્શાવે છે. હાથમાં મંજુલ રવ કરતાં મંજીરાં છે. આંખો અને આંગળીઓનું આલેખન ઘણું આકર્ષક છે. સફેદ રંગ આબેહૂબ શ્વેત કમળના જેવો છે. મૂળ ચિત્ર આજ લગભગ દોઢ હજાર વરસથી એ ઓસરીમાં વરસાદ, સૂર્યના પ્રકાશ અને પવનના ઝપાટા ઝીલતું ઊભું છે, છતાં એના રંગો હજી એવા ને એવા છે! કેટલા પાકા રંગોથી કામ કર્યું હશે!

(અનુકૃતિ · રવિશંકર રાવળ)



**નાગરાજ**

અજંતાની આજની ૧૭મા નંબરની ગુફા આગળ અજંતાનો અસલ પ્રવેશમાર્ગ હતો. ગુફાના મુખ આગળ જ એ માર્ગની ડોઢીમાં દ્વારપાળ તરીકે નાગરાજની આ અતીવ સુંદર મૂર્તિ કોતરેલી છે. અજંતાનાં ચિત્રો જેટલી જ અનુપમ અજંતાની અનેક શિલ્પમૂર્તિઓમાં નાગરાજની આ મૂર્તિ ન ભુલાય એવી છે.



ત્યાંથી જરા ઉપર જતાં જ ૧૬ નંબરની ગુફા—જે સૌથી મોટી ગણાય છે તે—ના આંગણામાં પહોંચાય છે. અહીંથી નીચે નજર કરતાં પહાડમાંથી ગૂંચળું વળીને આવતી નદી સ્પષ્ટ દેખાય છે. આ ગુફા આખા મંડપસમૂહની મધ્યમાં હોવાથી ત્યાં આગળથી બંને બાજુના વાંક તરફ લાંબે સુધી જોઈ શકાય છે અને બંને બાજુની લગભગ બધી ગુફાઓનો વ્યવહાર સુલભ લાગે છે.

અર્ધ ગોળાકારમાં ભેખડોના પેટમાં ખોદાએલી આ ગુફાઓ, પ્રવેશદ્વારથી માંડીને તે ઠેઠ છેલ્લી પછીત સુધી, મનુષ્યની ઉપાસના, ધૈર્ય, પ્રેમભક્તિ અને હસ્તકૌશલ્યમાં જગતભરના આશ્ચર્યરૂપ નમૂના છે.

ગુફાઓ કોરવાની કલા અજંતામાં સંપૂર્ણ રૂપે પ્રકટી છે. આખું યે નિર્માણ જોતાં એક જ ભાવના સુસંબદ્ધ સંકલનારૂપે શિલ્પમાં, ચિત્રમાં અને સ્થાપત્યમાં પ્રકટ થઈ જણાય છે. તેમાં એટલી સંપૂર્ણ સફળતા આવી છે કે જગતના બીજા કોઈ સ્થળ સાથે તેને સરખાવી શકાય નહિ. જોકે બધી યે બૌદ્ધ ગુફાઓના રચનારાઓએ કુદરતનું સૌંદર્ય, એકાંતવાસ અને મોટા જનમાર્ગ ઉપર ખ્યાલ રાખ્યો છે, છતાં સૌંદર્ય અને એકાંતમાં તો અજંતા એકલી જ શ્રેષ્ઠ ગણાય. નીચેની નદીમાં મોટામોટા પથ્થરો છે અને ઉપરથી પાણી પડતુંપડતું આવીને બરોબર ગુફા નીચે જ એક મોટા ધૂનામાં સચવાય છે, જે સાત કુંડના નામથી ઓળખાય છે. બૌદ્ધ ભિક્ષુઓ નીચેની ઝાડીમાંથી ત્યાં સુધી જ્યારે આવજા કરતા હશે તે વખતનાં દૃશ્ય અને અનુભવ અવર્ણનીય જ હશે. આજે પણ એ ખીણમાં પારિજાતકનાં પુષ્પોનાં વન ઉભરાય છે. બીજાં અનેક પુષ્પો અને ફળો પણ ત્યાં થાય છે, એટલે પક્ષીઓનો અજબ મેળો જામે છે અને કદી નહિ જોએલો રંગબેરંગી પંખીસમુદાય ત્યાં દેખાય છે. આ પ્રદેશનું ખરું સૌંદર્ય માણવાને ઑકટોબરથી ડિસેમ્બર સુધીનો સમય ખરેખરો યોગ્ય ગણાય છે.

૧૬ અને ૧૭ નંબરની ગુફાઓમાંથી નીચેની ખીણ આખી ખુલ્લી દેખાય છે. એ



અજંતાનાં શિલ્પ અને આલેખન બંનેમાં, જીવનનાં દર્દ, આનંદ, કરુણા વગેરે માનવ હૃદયને સ્પર્શતા ભાવો ઉતારેલા છે.

બંને ગુફાઓ ઈ. સ.ના બીજા શતકમાં થઈ હોય એમ મનાય છે. નં. ૧૬ની ગુફાની પરસાળ ૬૫ ફીટ લાંબી અને ૧૨ ફીટ પહોળી છે અને તેના મુખ આગળ તેને ટકાવી રહેલા છ કદાવર થાંભલાથી તે કોઈ ટાઉન હૉલના પ્રવેશદ્વાર જેવી લાગે છે. તેનો અંદરનો ખંડ ૬૬ ફૂટ ચોરસ ને ૧૫ ફૂટ ઊંચો છે. ચારે બાજુના મળી વીસ થાંભલા તેની છતને ટકાવે છે. દરેક થાંભલા પર ફૂલવેલની આકૃતિઓ ને ભૌમિતિક ચિત્રોવાળા પટ્ટાઓ સુરમ્ય રંગોથી ભર્યા છે. થાંભલાઓના મથાળે જાડા પેટવાળા કીચક સ્વરૂપો છતને હાથ વડે તોળી રહેલાં કોતર્યાં છે. થાંભલા છોડીને ભીંત સુધી ફરતી ચારે કોર આઠ ફીટની પ્રદક્ષિણાની ચાલ છે. તેની ભીંતમાં બંને બાજુ છછ ઓરડીઓ કોરી કાઢેલી છે અને પ્રવેશદ્વારની સામેની ભીંતમાં એક આખો ખંડ કોરી કાઢીને તેમાં ભગવાન બુદ્ધની એક ધ્યાનસ્થ પણ કદાવર મૂર્તિ બે પાર્ષદો સાથે કોરેલી છે. મૂર્તિની આસપાસ પ્રદક્ષિણા માટે ખુલ્લી જગ્યા રાખવામાં આવી છે.

આટલું બધું કામ એક જ ખડકના પેટાળમાં ઉતાર્યું છે; છતાં એ સ્તંભો, એ છત કે એ મૂર્તિમાં કોઈ ઠેકાણે પથ્થરનું એક પણ ગચ્ચું વધારેપડતું ઊડી ગયું ન લાગે. બધે જ ઠેકાણે વિલસી રહેલી કોતરણીની એકસરખી સુરેખતા, સાદાઈ અને સુડોળપણું તથા સંસ્કારભરી આકૃતિઓ હાલના કારીગરોને વિસ્મયમુગ્ધ કરે એવાં છે.



છતને ટેકવી રહેલાં મોટાં પેટવાળાં કીચકસ્વરૂપોનો નમૂનો

જ્યાં ચિત્રો કરવાનાં હોય છે



અજંતાની ૧૭મા નંબરની ગુફાના ગર્ભમંદિરની પરસાળમાં બારણાની જમણી બાજુ પર આ ભવ્ય અને વેધક ચિત્ર આવેલું છે. ભીંત પરના એ ચિત્રમાં યશોધરા અને રાહુલની આકૃતિઓ પૂરા માનવ માપની છે, તો બુદ્ધની આકૃતિ કેવડી વિશાળ હશે અને સમગ્ર ચિત્ર કેટલું વિસ્તારવાળું અને ભવ્ય હશે તેનો ખ્યાલ આવશે. અજંતાની ગુફાઓમાં ૨૬મા નંબરના ચૈત્યનું શિલ્પકામ જેમ સર્વોત્કૃષ્ટ લેખાય છે તેમ આ ૧૭મા નંબરના વિહારમંડપમાંનાં ચિત્રો ઊંચી પંક્તિનાં ગણાય છે, ને એમ મનાય છે કે એ ગુફામાંનાં લગભગ બધાં ચિત્રો મુખ્ય ઉસ્તાદોએ ચીતરેલાં છે. એમની શૈલીમાં સચોટતા અને ભાવનિદર્શનમાં સુકુમાર છટા સહજ પ્રયત્ને ઊતરેલાં લાગે છે.

(અનુકૃતિ · રવિશંકર રાવળ)

અજંતામાં ચિત્રો વડે ભીંતો જમીનથી તે છત સુધી ભરેલી છે અને ગુફાઓના બીજા ભાગમાં શિલ્પ પણ આ જ પ્રકારે છૂટે હાથે કરેલાં છે.



ત્યાં ચિત્રની ભૂમિ ચોંટે એટલા માટે ટાંકણાથી ભીંત ખાસ રીતે ટાંકેલી જણાય છે. તેના ઉપર પહેલાં એક જાતની ગારનું અને તે પર પાતળું ચૂનાનું સપાટ અસ્તર કરી તેના ઉપર લાલ રેખાથી ચિત્રો દોરીને અનેક રંગોથી તેમાં સાદૃશ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું છે.

નં. ૧૬ની ગુફાની બહારની ઓસરીની ત્રણે બાજુની ભીંત ચિત્રોથી ભરચક છે. આકાશમાં ગતિ કરી રહેલા ઈંદ્ર અને તેનો પરિવાર એ આ ઓસરીનું આગળપડતું ચિત્ર છે. બહુ જ વખણાએલું 'પ્રણયોત્સવ' નામનું ચિત્ર પણ આ જ ઓસરીમાં છે. અંદરના ભાગમાં ભગવાન બુદ્ધના જન્માંતરોની કથાઓનાં ચિત્રો વડે ભીંતો જમીનથી તે છત સુધી ભરચક ભરી છે. તેમાંનો ઘણો ભાગ ખરી પડ્યો છે, નાશ પામ્યો છે કે કોઈએ ખોદી નાખ્યો છે, છતાં જે બાકી રહ્યું છે તેમાં પણ, આખી કથા ઉકલે નહિ તો યે, હજારો વર્ષ પહેલાંનાં જીવનનાં દર્દ, આનંદ, કરુણા વગેરે માનવ હૃદયને સહજમાં સ્પર્શ કરે એટલી સચોટ રીતે આલેખાયાં લાગે છે. જોનાર જેમજેમ એ ચિત્રો પર આંખ ફેરવતો જાય છે તેમતેમ તે પોતાની આસપાસની સૃષ્ટિ ભૂલતો જાય છે અને પ્રાચીન યુગના રાજદરબારો, સુંદરીઓ, સાધુઓ અને નાગરિકોની સ્વપ્નસૃષ્ટિમાં તરવા માંડે છે. કોઈ ઠેકાણે રાજકુમાર દાન આપે છે ને ભિક્ષુઓ આગળ દોડે છે. કયાંક અટારીઓમાંથી સુંદરીઓ છટાભર્યાં મુગ્ધ નયને લળી રહેલી દેખાય છે ને તેમના હાથમાંથી પુષ્પો ખરે છે. કોઈ સ્થળે યુગલો પ્રણયનો આનંદ માણે છે અને પરિચારિકાઓ તેમની સેવામાં ઊભી છે.



અજંતાના આ મંડપોમાં કંઈક ચિતારાઓની પીછી ફરી છે, પણ તે બધાનું મન એ અનિર્વચનીય ભાવમાં તરબોળ લાગે છે. બધા હૃદયે ભીના, જગતના પરમ દયામય બુદ્ધના આદર્શો દૃશ્ય કરવા મથતા, વિશ્વકર્માની પેઠે પીછીમાંથી ભાવ અને સ્વરૂપ પ્રકટાવતા એ ભીંતો ઉપર દિવસરાત મસ્ત થઈ કામ કરતા હશે



પ્રણય કરતાં યુગલો, સુકુમાર રાજબાળાઓ, ચામર ઢાળી રહેલી કટિભંગ કરી ઊભેલી પરિચારિકાઓ એ બધી સજીવ સૃષ્ટિ ત્યાં ઊભરાતી લાગે છે.

ત્યારે જ આ વિશાળ મંડપ આટલી સુસંપન્ન કલાસિદ્ધિનો નમૂનો બન્યો હશે. ભીંત પરનો એકએક ચહેરો ખાસ ધ્યાનનો વિષય બને છે. એકએક હાથની અંગુલિલીલા, તે પર સરતાં સુંદર વલયો, કટિભંગ કરી ચામર લઈ ઊભેલી પરિચારિકાઓ, શરમથી નેત્ર ઢાળી રહેલી સુકુમાર રાજબાળાઓ, અનેક શસ્ત્રો સાથે અશ્વો પર ગતિ કરતા યોદ્ધાઓ—એ બધી એના ચિતારાએ નીરખેલી સજીવ સૃષ્ટિ છે. આપણને એ સઘળું સ્પષ્ટ બતાવવા એક પણ રેખા, એક પણ અલંકાર કે ભાવ તે અપ્રકટ રાખતો નથી. ચિત્રો જોતાંજોતાં આપણે જાણે એ જ ચિત્રકારનું જીવન ઉકેલીએ છીએ ને તેની સાથે જીવીએ છીએ. તે માત્ર ચિત્ર બતાવનારો સાથી નથી રહેતો; તેના હૃદયમાં આપણને પ્રવેશ મળે છે અને આપણને લાગે છે કે કાળજૂના એ દિવસોમાં યે માનવહૃદય પ્રેમભક્તિ, વિયોગ ને અંતના એકસરખા જ અનુભવો અનુભવતું આવ્યું છે.

### ગુફાના પ્રકારો

અજંતાની ગુફાઓમાં બે પ્રકારો છે: એકને ચૈત્ય અને બીજાને વિહાર કહે છે. નં. ૧૬ની ગુફા વિહારમંડપ છે. તેમાં સાધુઓ વસે તથા અધ્યયન કરે. ચૈત્યમાં માત્ર પ્રાર્થના કે ઉપાસના કરવાની હોય, તેથી તે વધુ લાંબો હોય છે અને તેને સામે છેડે એક સ્તૂપ હોય છે. આ સ્તૂપ એટલે ભગવાન બુદ્ધના અવશેષ મૂકી ગોળાકારે બાંધી લીધેલી સમાધિ. તેની આસપાસ પ્રદક્ષિણા ફરવા જેટલી જગ્યા હોય છે ને ત્યાંથી તે દ્વાર સુધી બે બાજુ થાંભલાની હાર હોય છે. ચૈત્યની ઊંચાઈ વિશેષ હોય છે અને તેનું પ્રવેશદ્વાર ખૂબ કોતરણીથી ભરેલું ને દમામદાર હોય છે. અજંતામાં ૧૯મા નંબરની ગુફા તેનો મોટામાં મોટો ચૈત્ય છે અને તેના દ્વારદેશનું દૃશ્ય




ગુફા નં. ૨, વિહાર



**પ્રણયોત્સવ**

અજંતાની સર્વ ગુફાઓ કરતાં મોટા ભાગનાં ઉત્તમ ચિત્રો ધરાવતી ગુફા ૧૭મા નંબરની છે. તેની પરસાળની ડાબી બાજુએ બારણા પર આવેલું 'પ્રણયોત્સવ'નું આ ચિત્ર પ્રખ્યાત ગણાય છે. પ્રણયોત્સવ ઊજવતા રાજદંપતીનું એમાં આલેખન છે. સામેના પૃષ્ઠ પર એ આખું ચિત્ર પૂર્ણ સ્વરૂપે ઉતારેલું જણાશે. એ જમાનાના વૈભવનો ખ્યાલ એમાં પૂરો પ્રતિબિંબિત થએલો લાગે છે.

(અનુકૃતિ · રવિશંકર રાવળ)



મધુપોત્સવ
(અનુકૃતિ · રવિશંકર રાવળ)



પ્રવાહી રેખાઓનું લાવણ્ય અને સામર્થ્ય અજંતામાં છે તેવું કોઈ સ્થળે નથી. કઠોર પથ્થરમાં એ માર્દવ આણે છે; સપાટ ભીંતિને એ સજીવ સંસારના રૂપમાં ફેરવી નાખે છે.



બહુ જ રમણીય અને અલૌકિક લાગે છે. તેના આંગણામાં જમણી બાજુની ભીંતમાં નાગરાજનું આખું કુટુંબ કોતરેલું છે. એ શિલ્પમાં છવાએલાં આનંદ, સ્વાસ્થ્ય અને સુખરૂપતા માટે આ દૃશ્ય વિરલ ગણાય છે. ચૈત્યની કમાનો પીપળપાન જેવા આકારની હોવાથી તે એકદમ ઓળખાય છે.

અજંતામાં ચૈત્યો અને વિહારો મળી કુલ ૨૯ નાનીમોટી ગુફાઓ છે. તેમાંની ૧, ૨, ૧૬ અને ૧૭ ગુફાઓમાંનાં ચિત્રો કંઈક અંશે સચવાયાં છે. બાકીની બધી ગુફાઓમાં તો ફક્ત કોઈ કોઈ ભીંત ઉપર રમણીય ચહેરા, ખંડિત હાથપગ અથવા હાથી કે અશ્વ પર આરૂઢ શરીર તૂટક-તૂટક રહ્યાં છે. આ બધાંને સાચવવાને નિઝામ સરકાર તરફથી મોટા ખર્ચે વ્યવસ્થા થઈ છે. યુરોપથી આ કામના કુશળ માણસે આવીને દરેક ઠેકાણે જંતુનાશક દવાઓ નાખી સીમેન્ટથી તે પોપડાઓને જેમના તેમ ટકાવી રાખ્યા છે અને વીસપચીસ વર્ષ સુધી તો વધુ નુકસાન નહિ થાય એમ માનવામાં આવે છે. ૪, ૬ અને ૨૪ નંબરની ગુફાઓમાં કોરતાંકોરતાં અરધું કામ બાકી રહ્યું છે તે પરથી ગુફા કોરવાની તે કાળની રીત સ્પષ્ટ સમજાય છે. કૉશ કે ચાંચવા (એક ચાંચવાળા ત્રીકમ) વતી સીધી ભીંતોની પેઠે ગલીઓ કોરતા જાય અને પછી વચલા ગાળા પાછળથી ધક્કેલી પાડે. પછી બીજી મંડળી તેની પાછળ સફાઈ કે સપાટી કરતી ચાલે.

કોતરકામ તો બધી જ ગુફાઓનું જોસદાર ને સુંદર છે, પણ તેમાં યે નં. ૧ની ગુફા કોતરનારાઓનું પરાક્રમ તો અજબ લાગે છે. શી રીતે તેમણે અનેક અડચણો અને મુશ્કેલીઓ છતાં એ ૧૨૦ ફીટનું સીધું ઊંડાણ ખેંચ્યું હશે તે કોયડો જ લાગે. તે ગુફાનું મોં ૬૫ ફીટ પહોળું છે. આગલો મંડપ ૧૪ ફીટ પહોળો, ૧૯ ફીટ ઊંચો અને ખૂબ નકસીદાર વેલો, સુંદર સ્તંભો વગેરેથી ભરચક છે. અંદરનો ખંડ ૬૪ ફીટ ચોરસચોરસ છે. તેને ફરતા





વીસ થાંભલા છે અને થાંભલાઓની આસપાસ ઓસરી છે. એ મંડપની અંદર સામી બાજુએ ૧૯ ફીટ લાંબી અને ૧૨ ફીટ ઊંડી એક બીજી ઓસરી છે. ત્યાંનું નકસી-કામ બેહદ સુંદર છે. એ ઓસરીની વચ્ચે જ ગર્ભમંદિરમાં દ્વારપાળો સહિત ભગવાન બુદ્ધની સુંદર મૂર્તિ છે. બહારથી આ મૂર્તિ સુધીનું અંતર ૧૨૦ ફીટ થાય છે.

મુખ્ય ચિત્રો

એ ગર્ભમંદિરની ઓસરીમાં જ ભગવાન બુદ્ધની તપશ્ચર્યા અને મારના આક્રમણનું ચિત્ર આખી ભીંત ભરીને ચીતરેલું છે. અસંખ્ય પ્રકારનાં પ્રલોભનો તથા ભયનાં સાધનો સાથે માર બુદ્ધ ભગવાનને ચળાવવા આવ્યો છે. તેમાં ચિત્રકારની પીંછીની લીલા અજબ છે. સ્વચ્છ પાણીદાર રેખાઓમાં એકેએક આકૃતિ એટલા વિવિધ અભિનય, ભાવો ને અલંકારો સમેત ચીતરી છે કે આજના ચિતારાને ફરી તેની આગળ શીખવા બેસવું પડે. એ ચિત્રમંડળમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ અલૌકિક શાંતિવાળી છે. આખું યે ચિત્ર લગભગ ૧૨ ફીટ ઊંચું ને ૮ ફીટ પહોળું છે. જ્યાં પ્રકાશ ફક્ત સાંજને વખતે અને તે પણ સહજ વાર જ પહોંચે છે એવી આ ભીંત પર આટલી બધી નકસી ને કલાભરી આકૃતિઓ શી રીતે ચીતરાઈ હશે? આજે પણ જ્યારે સાંજને વખતે સૂર્યનું છેલ્લું કિરણ આ ગુફામાં પડે છે ત્યારે થોડીવાર બધાં ચિત્રો ઝગઝગી ઊઠે છે ને જોનારને ઊંડા મૌનમાં નાખી દે છે. 'અદ્દ્ભુત!' 'અદ્દ્ભુત!' બોલતું જોનારનું હૃદય ત્યાં પ્રણામ જ કરી રહે છે.

ગુફા નં. ૧ તથા ૨માં સૌથી વધુ ચિત્રો સચવાયાં છે. વળી તેનો સમય જાણવાને પણ તેમાંથી પુરાવા મળે છે. નં. ૧ના મંડપની ઓસરીમાંના, હિંદુ રાજા પુલકેશી બીજાના દરબારમાં ઈરાનના રાજા ખુશરૂ પરવીઝના એલચીઓ ભેટ ધરી રહ્યા છે, એ દૃશ્યથી ઈરાન

અને હિંદનો વ્યવહાર સમજાય છે. ઘણે ભાગે ઈ. સ. ૬૨૬ થી ૬૨૮નો એ પ્રસંગ છે. એ પહેલા નંબરની ગુફામાંનું ચિત્રકામ અજંતાની કલાની સમૃદ્ધિની સીમા બતાવે છે. દુનિયાના ઘણા મુલકોની પ્રાચીન કળાનું સાધન રેખા છે, છતાં અજંતાના ચિત્રકારની રેખાએ જે અનેક તત્ત્વો પકડ્યાં છે તે દુનિયાની બીજી કળાઓમાં જણાયાં નથી. અહીં પીંછી ઉપર કલાકારનું એટલું બધું પ્રભુત્વ દેખાય છે કે તેમાંથી ફૂટતી રેખા ભાવ પ્રમાણે જ સ્વરૂપ લેતી ચાલે છે. ગોળ કે ઘન આકૃતિઓને રેખામાં ઉતારવાની ક્રિયા તેમને સુસાધ્ય થઈ ગઈ હતી એમ અજંતાની આકૃતિઓ પરથી સ્પષ્ટ લાગે છે. ક્યાંક ઉપસતી આકૃતિઓ, ક્યાંક ઝૂલતી મોતીહારો અને મુલાયમ વસ્ત્રો, ક્યાંક ફૂલતી નાસિકા અને મૃદુ ઉદરો તો ક્યાંક ધાતુના મણિભૂષિત ઝગઝગિત મુકુટો જુઓ ત્યારે જ તમને અજંતાના ચિત્રકારનું આલેખન–સામર્થ્ય પ્રત્યક્ષ થાય. માત્ર રેખાઓમાં જ માનવશરીરને આટલા બધા વૈવિધ્યથી આલેખનારા ચિતારા જગતમાં બીજે ભાગ્યે જ મળશે. લેશમાત્ર થથરાટ વગર, નિઃશંકપણે અને છટાપૂર્વક અર્થભાવલક્ષણથી સંપૂર્ણ ચિત્ર દોરનારો અજંતાનો એ ચિત્રકાર, એ યુગ લક્ષમાં લેતાં, જગતનો કોઈ પયગમ્બર જ લાગે છે.



'નાગરાજ અને કાશીરાજનો સમાગમ'

સામેના પૃષ્ઠ પર આપેલા એ રંગીન ચિત્રનો પરિચય:

સામેના પૃષ્ઠ પર આપેલું એ ચિત્ર અજંતાની પહેલા નંબરની ગુફાની ભીંત પરથી લેવામાં આવ્યું છે. કોઈ જાતકની એ કથા છે. બોધિસત્ત્વ એક કાળે નાગરાજ જન્મેલા ને કોઈ સંજોગે કાશીના બજારમાં તે બંદીવાન બની વેચાતા હતા. ત્યાંથી કાશીરાજની સવારી નીકળી. એમને સહજ અનુકંપા થતાં એમણે નાગરાજને મુક્તિ અપાવી, આદર સાથે પોતાને ભુવન લઈ આવ્યા, અને નાગરાજના સર્વ પરિવારને પણ એ કુટુંબ-મેળામાં નોતરી બોલાવ્યો. ઉપકૃત હૃદયે નાગરાજ કાશીરાજને જીવનનું રહસ્ય સમજાવી રહ્યા છે અને સર્વ પરિજનો ભાવપૂર્ણ હૃદયે તે સાંભળી રહ્યા છે, એ ઉપરના ચિત્રમાં આલેખવામાં આવ્યું છે. ❡ સમગ્ર નજરે જોતાં આખા ચિત્રનું સંવિધાન સમર્થ યોજના અને ચતુરાઇથી ભરેલું લાગે છે. તેની રેખા યે રેખામાં ચિત્રકારે આકૃતિ અને ભાવનું સચોટ દર્શન ઉતાર્યું છે. બંને રાજવીઓ, પ્રણયભર્યાં નેત્રોવાળી કન્યાઓ, મહેલની પરિચારિકાઓ, રાજ્ય–પુરોહિત, સેનાપતિ—એકેએકના ચહેરા, હાથની મુદ્રાઓ અને અભિનય આખા યે પ્રસંગનો હેતુ સાર્થ કરતાં લાગે છે. સેનાપતિનો પરદેશી પોશાક, બખ્તર, તલવારની મૂઠ અને કરડો ચહેરો, તેનાં અધિકાર તથા જાતિ કંઈક જુદાં જ છે એમ બતાવે છે. ચિત્રમાં ભારતવર્ષની સમૃદ્ધિ અને સુરસતાનું વાતાવરણ સ્પષ્ટ તરી આવે છે. મૂળ ચિત્રમાં અવનવાં મિશ્રણો વડે રંગની જમાવટ કરીને મણિમાણેક તથા સુવર્ણ અલંકારોના સ્વાભાવિક પ્રકાશ અને તેજસ્વિતા, સોનેરી રંગ વાપર્યા વિના જ એવી અજબ કળાથી દર્શાવ્યાં છે કે આજના કુશળ ચિત્રકારો પણ તે જોઈ વિસ્મયમુગ્ધ થઈ જાય છે.



અજંતા મંડપોમાં પહેલા નંબરની ગુફામાંનું વિખ્યાત ચિત્ર: નાગરાજ–કાશીરાજનો સમાગમ (પરિચય માટે વિસ્તૃત માહિતી સામેના પૃષ્ઠ પર વાંચો.)
અનુકૃતિ • રવિશંકર રાવળ

એ જ ગુફાના ગર્ભમંદિરની આગળ જમણી બાજુએ મંડપની ભીંત પર પદ્મપાણિ 'બોધિસત્ત્વ'નું મોટું આલેખન છે. કુમાર સિદ્ધાર્થ બુદ્ધપદ માટે ગૃહત્યાગ કરે છે એ સમયનું એ રૂપકચિત્ર છે. ખરા માનવ માપ કરતાં પણ મોટા એ ચિત્રમાંની, જરા ત્રિભંગ કરીને, જમણા હાથમાં ભૂરું કમળ (ઈન્દીવર) ધરી રાખી, જીવનમંથન કરી રહેલું સુકોમળ મોં ઢાળી ઊભેલી એ રાજેશ્વરની મૂર્તિ જગતભરની કલામાં અપ્રતિમ નમૂનો ગણાય છે. ભીંત ઉપર, સ્વાભાવિકતા અને લાઘવથી કેવળ નિમિષમાં દોરેલી સરળ રેખાઓમાં, વિશાળ સ્કંધ અને સુંદર દીર્ઘ બાહુની વચ્ચે જરાજરા છાયા પૂરીને કોઈ ખૂબીથી મૃદુતા અને સુગોળપણું આણ્યાં છે. ધૂળિયા રંગોના અજબ મિશ્રણથી દર્શાવેલું માંસલ મનોહર એ મુખારવિંદ ચિંતન, કરુણા અને મનોમંથનની સચોટ છાપ બતાવે છે. પીંછીના એક જ લસરકાથી દોરેલી ભ્રમરો કોઈ કલાપારંગત ઉસ્તાદી હાથની અચૂક નિશાનીઓ છે. નાસિકા અને હોઠ આગળ ભાવ ઉપજાવવા પૂરતી છાયા પૂરી છે તે પરથી ચિત્રકાર તેનાં સાધનોનો કેવો સરસ ઉપયોગ કરી જાણે છે તે સમજી શકાય છે. આ બોધિસત્ત્વનો મુકુટ કારીગરીનો એક અનેરો નમૂનો છે.

એ ભાગના આખા યે ચિત્રમંડળમાં આ સ્વરૂપ મોટું ને કદાવર હોવા છતાં અતિ મનોરમ છે. તેની આસપાસની દેવસૃષ્ટિ, માનવસૃષ્ટિ અને વિચારનિમગ્ન યશોધરાનાં ચિત્રો જુઓ ત્યારે લાગે કે ચિત્રકાર આવેગ અને સ્વાસ્થ્ય, ધીરતા અને ત્વરા દર્શાવવામાં એકસરખી જ કુશળતા ધરાવે છે અને તેની સાથે-સાથે સમગ્ર ચિત્રમંડળનું સંવિધાન પણ આશ્ચર્યકારક છે. આ ચિત્ર ઉપરાંત તેની નજીકમાં જ એક બારણા

## અવલોકિતેશ્વર

. . .  . . .

અહો ! અહો ! આ અવલોકિતેશ  
ઉત્કૃષ્ટ ભાવે અહીંઆ વિરાજે;  
વિચારધારા મનની વહે છે,  
સંસાર કેરા અતિ કૂટ પ્રશ્ને.

ભ્રૂ ચાપનશા સુવિશાલ ભાલ,  
નેત્રો મીંચેલાં અધ પોયણાં શાં;  
પ્રલંબ નાસા યશકીર્તિ ગાય;  
એ રાજરાજેશ તણી પ્રભૂત.

મધુ મુખેથી ઝરતું ભુલાવે  
પીયૂષધારા રજનીપતિની;  
વિશાળ સ્કંધો અતિ દીર્ઘ બાહુ  
પૃથ્વીવિજેતા નર સૂચવે છે.

દક્ષિણ હસ્તે ધર્યું પદ્મ એક  
સ્પર્ધા કરંતુ મુખપદ્મ સાથે  
અંગુલિઓ તો ભ્રમ ઉપજાવે,  
શું મોગરાની કળીઓ વધેલી !

સૌંદર્ય કેરી થતી પૂર્ણ સીમા  
આભૂષણોનાં રૂપ–રંગ–ઘાટે;  
કિરીટ માળા ઉપવીત બાજુ,  
કડાં રૂડાં ને વળી કુંડલાનાં.

સાન્નિધ્ય ઊભાં નરનારી દેવી  
નાના પ્રકારે થઈ ભાવમગ્ન;  
રતિ પ્રીતિ ને ભય હાસ્ય લજ્જા,  
સ્થિતિ ગતિ ને જય શોક ધૈર્ય.

મૈત્રી પ્રમોદા કરુણા ઉપેક્ષા,  
તૃષ્ણા શુચિ ને ભય ખેદ શૌર્ય;  
પ્રત્યેક ભાવે વિધવિધ રેખા,  
નિપુણતા એ નહિ આજ દીસે.

. . .  . . .

(ધીરજલાલ ટોકરશી શાહ)



અવલોકિતેશ્વર : પહેલા નંબરની ગુફાના ગર્ભમંદિરની આગળ જમણી બાજુએ મંડપની ભીંત પર આવેલું પદ્મપાણિ 'બોધિસત્ત્વ'નું મોટું મનોહર આલેખન

પર યક્ષદંપતીનું નિર્દોષ સ્નેહયુગલ ચીતરેલું છે. એ જ મંડપની ડાબી બાજુની ભીંત પર બુદ્ધના પૂર્વજન્મની કથાઓમાંની ચંપેય જાતકની વાર્તાનું 'કાશીરાજ અને નાગરાજના



યક્ષદંપતી
(અનુકૃતિ • શ્રી ચાફળકર)




## યક્ષદંપતી

(અનુકૃતિ · રવિશંકર રાવળ)

વદે: 'પ્રિયા લે;' ધરી પેયપાત્ર,
'અમૃતથી યે અદકું મીઠું છે.'
'ના, ના' વદે એ કુચભારનમ્રા,
પરંતુ મુદ્રા ઉરભાવ બોલે.

(ધીરજલાલ શાહ)

પ્રણય કરતા યક્ષયુગલનું આલેખન કરતું આ ચિત્ર અજંતાના પહેલા નંબરના વિહારમંડપમાં ઓરડાની પાછળની દીવાલ પર વચ્ચોવચ્ચ આવેલું છે. એની સંપૂર્ણ વિગતિ દર્શાવતી એની બીજી અનુકૃતિ સામેના પાના પર આપેલી છે.



મિલન'નું ભવ્ય ચિત્ર છે. આ બધાં ચિત્રો જોતાં લાગે છે કે અજંતાવાસીઓને સંસારનાં જ્ઞાનઅનેઅનુભવબહુવિગતે સુપ્રાપ્ત હતાં.

બીજાનંબરનીગુફામાં-નાં ચિત્રો છેવટના કાળનાં ગણાય છે, છતાં યે તેમાંનાં બેચાર ચિત્રો તો અજંતા-કળાની ઉત્કૃષ્ટ પંક્તિમાં ગણી-એ એવાં છે. એક ભીંત પર, ઉપરથી ખંડિત થએલું છતાં ચિત્રપ્રસંગની વિગત કળી શકાય એવું એક અત્યંત કરુણાભર્યું ચિત્ર છે. અનેક યુવતીઓથી ભરેલા રાજમંડપની વચ્ચે સિંહાસન ઉપર કોઈ પુરુષ બિરાજમાન છે. તેના હાથમાં ખુલ્લું ખડ્ગ છે અને ચરણોમાં નમી રહેલી કોઈ અભાગી રમણી ઉપર તે તોળાઇ રહ્યું છે. આસપાસની સર્વ આકૃતિઓ તેના કમનસીબથી કંપી રહેલી ભયભીત લાગે છે. એકાદ દયા માટે યાચના કરે છે. એ પ્રસંગનો અંત કલ્પી આપણે પણ ભૂતકાળની એ રમણી માટે દયાની યાચના કરવા પ્રેરાઇએ એવું ભાવપૂર્ણ આ ચિત્ર ગમે તે જોનારને ઠંડી ચૂપકીદીમાં જકડી લે છે.



પાછળના કાળમાં આ મંડપમાં થએલાં ચિત્રો અજંતાની કલાની ઊતરતી દશા બતાવે છે. ખોતાન-તુર્કસ્તાનમાં એ કાળમાં પ્રચલિત થએલી ચિત્રકળા જેવાં જ એ છે. તેમાંથી અસલનું હીર ઊડી ગયું લાગે છે.

### અજંતાની કલાનાં આગળ પડતાં તત્ત્વો

અજંતાનું પૂર્ણ અવલોકન કરનારના મન પરત્યાંની કલા વિષે કેટલીક અચૂક સ્મૃતિઓ રહેવાની જ. અજંતાના ચિત્રકારોએ કમળ ઉપરથી પુષ્કળ પ્રેરણા અને ચિત્રકૌશલ મેળવ્યાં હોય એમ સ્પષ્ટ જણાય છે. મંડપની છતો પરનાં મોટાંમોટાં વર્તુલની વચ્ચે મોટું કમળદળ ચીતરી




આસપાસનાં કુંડળો ને તકતીઓમાં તેની અનેકવિધ આકૃતિઓ તેઓએ ચીતરી છે. તે જોતાં લાગે છે કે કમળનાં કલાસ્વરૂપો આટલી વિવિધતાપૂર્વક જગતમાં બીજે ક્યાં યે સરજાયાં નહિ હોય. કમળફૂલ, કમળદોડી, કમળપત્ર, કમળદંડ કે કમળગુચ્છની શોભા-ભરી–સંસ્કારભરી રેખાઓ, વેલો ને તોરણો અજંતામાં ડગલે ને પગલે નજરે પડે છે, છતાં તેની નવીનતા ખૂટી જતી નથી. ચિત્રકારોને કમળનું ફૂલ એટલું બધું આકર્ષક લાગ્યું છે કે બોધિસત્ત્વની મૂર્તિના હાથમાં, સ્તંભ ઉપરની પૂતળીઓના હાથમાં અથવા પ્રેમી દંપતીઓ વચ્ચે કોઈ છટાથી દંડ સમેત કમળ ગોઠવાયું હોય જ.

કમળના એટલા ગાઢ અવલોકન અને અભ્યાસમાંથી એ ચિત્રકારોએ માનવશરીરની ચિત્રણામાં પણ તેનું લાલિત્ય ઉતારવા પ્રયાસ કર્યો છે એમ નિઃશંકપણે માની શકાય. હિંદી શિલ્પ અને સ્થાપત્યની કૃતિઓમાં જોકે કમળ બહુ જ પ્રાચીન કાળથી સ્થાન પામ્યું હતું, પણ ચિત્રમાં તો અજંતાએ જ તેનું માહાત્મ્ય સ્વીકાર્યું અને વધાર્યું છે.

કમળની પેઠે હાથી પણ હિંદી શિલ્પનું માનીતું અંગ છે; અને હિંદુસ્તાન સિવાય બીજા કોઈ દેશમાં હાથી સાચું રાજસન્માન પામ્યો નહોતો જ. તેમાં યે સિદ્ધાર્થની માતાને પ્રસૂતિ પૂર્વે આકાશમાંથી શ્વેત હાથી કૂખમાં પ્રવેશ્યાનું સ્વપ્ન આવ્યું ત્યારથી તો હાથી કલા ને સાહિત્યમાં દેવકોટિનું માન ભોગવતો આવ્યો છે. ભગવાન બુદ્ધના પૂર્વ-









કમળફૂલ, કમળદાંડી, કમળપત્ર, કમળદંડ કે કમળ-ગુચ્છની શોભા—સંસ્કારભરી રેખાઓ, વેલો ને તોરણો અજંતામાં ડગલે ને પગલે નજરે પડે છે.

જન્મોની જાતક કથાઓમાં અનેકવાર હાથીની વાર્તાઓ આવે છે. છદંત જાતકની કથા તેનું એક અદ્ભુત દૃષ્ટાંત છે. બોધિસત્ત્વ કોઈ જન્મે હાથી હતા અને તેમને બે માનીતી હાથણીઓ હતી. તેમાંની એકને કોઈ કારણસર તેની શોક્ય ઉપર ખોટું લાગ્યું તેથી તેણે માથું પછાડી આપઘાત કર્યો અને એક રાજાને ઘેર જન્મી. આ જન્મે પણ તે પોતાનો રોષ ભૂલી નહોતી, એટલે તેણે ઉમરે પહોંચતાં પેલા શ્વેત હાથીનું માથું મેળવવા પોતાના પિતાના દૂતોને વનમાં મોકલ્યા. શ્વેત હાથીને એ વાતની ખબર પડતાં તેણે સામા આવીને પોતાનો ઘાત થવા દીધો. રાજદૂતોએ તેના દંતૂશળો કાઢી લાવી રાજકન્યા આગળ રજૂ કર્યા, પણ તે જ પળે તેનો વૈરાગ્નિ શાંત થયો અને તે દુઃખથી બેભાન થઈ ઢળી પડી.

આ આખી યે કરુણ કથા ૧૭મા નંબરની ગુફાની ભીંત પર છે. ક્યાંકક્યાંક તે તૂટે છે, છતાં ચિત્રોની વર્ણનશક્તિ એટલી જોરદાર છે કે પ્રસંગ સમજતાં વાર લાગતી નથી અને આપણે એ બધું જાણે નજર આગળ નિહાળી રહ્યા હોઈએ એવું લાગે છે. આ ચિત્રો જોતાંજોતાં તમે કથાના પ્રદેશમાં આગળ જતા જાઓ, અને કથા પૂરી થાય ત્યાં—ગર્ભ-મંદિરની ઓસરી આગળ પહોંચો એટલે પરમ શાન્ત ભગવાન બુદ્ધનાં દર્શન થાય! આવા જન્માંતરો વીતાવી, આત્મત્યાગ અને વૈરાગ્ય વડે શાંતિપદ પ્રાપ્ત કરનાર એ મહાન આત્માનો સામાન્ય જનતાને પરિચય કરાવવાની કેવી કલામય યોજના આ મંડપોમાં થઈ છે તેનું તે પરથી આશ્ચર્યભર્યું જ્ઞાન થાય છે. છદંત જાતકની કથામાં હાથીઓનાં વનોનાં









વનો ચીતરાયાં છે અને તેમાં અનેક હાથીઓનાં, હાથણીઓનાં તેમજ તેમનાં બચ્ચાંઓનાં વિવિધ રૂપો એટલી સજીવ ચેષ્ટાવાળાં છે કે ચિતારાની મનોસ્મૃતિ માટે આપણને અનહદ માન થયા વિના રહે નહિ. આજે હાથીની ચિત્રણા કરનારા એવા મળે કે નહિ તેની યે શંકા છે.

## અ જં તા નાં સ્ત્રી પા ત્રો

અજંતાની માનવસૃષ્ટિમાં સ્ત્રીપાત્રનું સ્થાન બહુ જ ઊંચુ જણાય છે. એ સમયમાં વસ્ત્રો થોડાં હોવા છતાં સ્ત્રીઓમાં કલા અને વિનય સાનંદાશ્ચર્ય ઉપજાવે એવાં દેખાય છે; એટલું જ નહિ પણ સારા યે સંસારમાં સ્ત્રી તેની અપૂર્વ મધુરતા ફેલાવી રહેલી લાગે છે. ચિત્રકાર સ્ત્રીપાત્ર દોરતી વખતે બહુ સંયમપૂર્વક તેનાં શરીરપ્રમાણો અને અંગપ્રત્યંગની છટા સાચવી શકયો છે. રાણી હોય કે રાજકુમારી હોય, પરિચારિકા હોય કે નર્તકી હોય, પણ કોઈ ઠેકાણે તે જરા પણ અધમતા ધારણ કરતી નથી. તે બધે સમર્યાદ સુંદરી જ દેખાય છે.







વળી સ્ત્રી તરફ પાશવવૃત્તિ થાય એવું એક પણ ચિત્ર ભર્યાં અજંતામાં નથી. દરેક સ્નેહ-યુગલમાં પણ આત્માની મીઠી હૂંફ અને એકતાનતા જ દેખાય. એ ચિત્રો સાંસારિક હોવા છતાં અશ્લીલતાની કલ્પના સુદ્ધાં થાય નહિ એટલું શુદ્ધ વાતાવરણ તેમાં જળવાઈ રહે છે. ચિત્રકારોએ બહુ ઝીણવટની નજરથી સ્ત્રીનાં દેહડોલન, હાથ-પગના અભિનય, અંગુલિની લીલાઓ અને કેશકલાપની વિવિધ છટા આલેખ્યાં છે. અજંતાના કેશકલાપોનો કોઈ સંગ્રહ કરે તો એક અનેરો કલાગ્રંથ જ બને. વાળ ઉપર કેટલા પ્રકારની લીલા થઈ શકે તે પૂરું જાણવું હોય તેણે અજંતાની ભીંતિનો દરેક ભાગ નિરખીનિરખીને જોવો જોઈએ. માથા પરના મુકુટોના પ્રકાર પણ ત્યાં એટલા જ વિવિધ છે અને તે એટલી વિગતે ચીતરાયા છે કે કોઈ સોની કે ઝવેરી તેનું એકેએક રત્ન અને મોતી વીણીવીણીને ગણી શકે અને ધારે તો તે પરથી નવા મુકુટ બનાવી શકે.

અજંતાના એ કાળમાં સ્ત્રીઓ ખૂબ સ્વાતંત્ર્ય અને સન્માન માણતી હશે તે સ્પષ્ટ દેખાય છે. નગરમાં, વાટિકામાં કે વનમાં તે સ્વેચ્છાએ વિહાર કરી શકતી. સમાજમાં કે રાજદરબારમાં સર્વ સ્થળે સર્વ કાળે તેની હાજરી રહેતી. રાજદરબારનું પ્રતિહારીપણું પણ ચિત્રોમાં સ્ત્રીઓ જ કરતી દેખાય છે. ભગવાન બુદ્ધને પગલે ચાલતા અજંતાના નિર્વાણકામી વિરક્ત સાધુઓ પણ સંસારમાં સ્ત્રીઓનો તિરસ્કાર કરતા જણાતા નથી. જાણે સૃષ્ટિનું ઉત્તમાંગ

હોય એમ જ તેને દરેક સ્થળે સ્થાન મળ્યું છે. ચિત્રકાર તેનાં ચિત્રોને વાચા આપવાને અસમર્થ છે, પણ તેનો બદલો તેણે સ્રી-પાત્રોના ચહેરાના ભાવોમાં અને હાથની વિવિધ મુદ્રામાં સંપૂર્ણતઃ પૂરી દીધો જણાય છે. પ્રણામ કરતા હાથો, પાત્ર ધરી રહેલી હથેળી અથવા પંખો કે ચામર ઢાળી રહેલી કરાંગુલિઓની અસંખ્ય છટાઓનો અજંતામાં મોટો કોષ છે. ઢોલ પર તાલ દઈ રહેલી આંગળી કે કરતાલ બજાવતી હથેળીઓ અને તેની સામે નૃત્યમય સ્થિતિમાં ઊભાં રહેલ માનવીઓ જુઓ તો લાગે કે અજંતાના ચિતારાએ એક અદ્ભુત જમાનો જોયો, જાણ્યો અને ભોગવ્યો છે. ઘણા માણસો અજંતા જોયા પછી એ જાતના હાવભાવ અને છટાનો અનુભવ કરતા તથા તેની લિજ્જત માણતા નજરે પડ્યા છે. અજંતા જોયા પછી એ યુગનાં માનવીઓ આગળ આપણે જાણે કે કડક, કઠોર ને જડભરત જેવા લાગીએ છીએ.


ચામર ઢાળી રહેલી અને (સામે) પુષ્પ ધરી રહેલી કરાંગુલીઓ

### ઇતિહાસની ભાગોળે

આવી અદ્ભુત સમૃદ્ધિ ધરાવતા કલામંડપોનો પૂર્વકાળ તદ્દન અજ્ઞાત છે એમ કહીએ તો ચાલે. વળી ચિત્રોમાં દર્શાવેલા પ્રસંગો અને કથાઓ તો તેથી યે આગળના જમાનામાં થઈ ગએલાં હોય, એટલે તે પણ તેનો ખરો કાળ આપી શકે નહિ.

ચીનમાંથી પાંચમા સૈકામાં ફા-હિયાં ને સાતમા સૈકામાં હ્યુએન-ચાંગ યાત્રાએ આવેલા, તેમણે આવી ઘણી ગુફાઓનાં વર્ણનો લખ્યાં છે. વળી તેઓ અહીં ચિત્રકળા





જગતના કોઈપણ ચિત્રભંડારમાં અજંતા જેટલું કમનીય કરવૈવિધ્ય ભાગ્યે જ મળશે.





વિવિધ પ્રકારની લીલાભરી કરાંગુલિઓ

શીખીને પોતાની સાથે કેટલાંક ચિત્રો પણ લઈ ગએલા, અને તે વિષે લખ્યું છે કે તેઓ હિંદના ઉસ્તાદો પાસે શીખેલા હતા. હ્યુએન-ચાંગ એક ઠેકાણે લખે છે કે તે અજંતા જઈ ન શકેલો, પણ તેની પ્રશંસા તેણે ખૂબ સાંભળી હતી. તેણે લખ્યું છે કે 'મહારાષ્ટ્રનો





અજંતાની ચિત્રસૃષ્ટિમાં કેશકલાપની શોભા, મનોહર અંગમરોડ અને
કોમળ કરાંગુલિઓની વિવિધ લીલા એકેએક પાત્રમાં કોઈ તાલબદ્ધ
ઢબમાં વ્યાપી રહેલાં જણાય છે.
(સંગીત મંડળીના જૂથમાંની બે વ્યક્તિઓનું, અજંતા ગુફાઓના ક્યુરેટર શ્રી સૈયદ અહમદે કરેલું રેખાંકન)

રાજા પુલકેશી બીજો છે. તેના રાજ્યમાં દેશની પૂર્વ બાજુના પહાડોમાં સંઘારામ છે. ત્યાં નદીના પ્રવાહના મૂળ આગળ પહાડોમાં વિહાર કોતર્યા છે અને એ વિહારોની દીવાલો પર તથાગતના જન્માંતરોની કથાનાં ચિત્રો છે.' આ વર્ણન અજંતાનું જ હોય એ નિર્વિવાદ છે.



અજંતાની ૯મી ને ૧૦મી ગુફાઓ સૌથી જૂની છે એમ વિદ્વાનો એકમતે માને છે; કારણકે તેનું કોતરકામ પહેલા સૈકામાં થએલાં બારહુત, અમરાવતી અને સાંચીનાં શિલ્પને મળતું છે. આટલો સમય નક્કી થતાં અજંતાની કલાને બેત્રણ યુગના પલટા મળ્યા હોય એમ દેખાય છે. એ ૯મી અને ૧૦મી ગુફાનાં ચિત્રો એકંદરે જોતાં કહી શકાય કે એ વખતે પણ ચિત્રકલા ઘણી ઊંચી કક્ષાએ પહોંચી હતી. એ ચિત્રો પ્રાથમિક દશાના પ્રાચીન ગુફાવાસી માનવીનાં ચિત્રો જેવાં રમતિયાળ નથી, તેમ નવા અખતરા જેવા લીટા પણ એ નથી; પરંતુ લાંબી પરંપરાથી ખેડાતી આવતી કલાબાજોની પેઢીમાં પાકેલા ઉસ્તાદી હાથે આલેખાએલી ઊંચી કલાકૃતિઓ છે. બુદ્ધના સમયની પૂર્વે પણ ભારતવર્ષમાં અનેક પ્રકારનું ચિત્રકામ થતું એવું એ વખતનું સાહિત્ય કહે છે તેને પણ ઉપરની વાત ટેકો આપે છે.

અજંતાનાં ચિત્રોમાં લાંકડાં તથા પથ્થર વડે બાંધેલાં ઘરોનાં આલેખન મળી આવે છે, તે પરથી આપણને એ કલામંડપોની રચનાના કેટલાક સમયનું તો અનુમાન થઈ શકે એમ છે. એટલું તો ખરું કે એક વખત અજંતાની ચિત્રપદ્ધતિ આખા હિંદુસ્તાનમાં પ્રચલિત હશે; પણ પરદેશીઓના હુમલા, અંદરઅંદરના વિખવાદો વગેરે કારણોથી તેનો એવો નાશ થયો કે આજે તેનો નામશેષ પણ રહ્યો નથી. અજંતા પહાડના ઉદરમાં હોવાથી અને તેનાં ચિત્રો પાકી ભીંત ઉપર હોવાથી જ તે આટલા પ્રમાણમાં યે બચી રહ્યાં છે. હાલમાં આ ગુફાઓના સમય આ પ્રમાણે માનવામાં આવે છે: ગુફા નં. ૯ અને ૧૦ આશરે પહેલા સૈકામાં; નં. ૧૦ના સ્તંભો શુમારે





અજંતાની ભીંત પરનાં બે પ્રસંગદૃશ્યો—મિ. ગ્રિફિથ્સના પુસ્તકમાંથી (લક્ષ્મી આર્ટ મુંબાઇ)



૩૫૦ વર્ષ પછીના; નં. ૧૬ અને ૧૭ની ગુફાઓ તે પછી ૫૦૦ વર્ષ સુધીમાં; ગુફા નં.૧ ને ૨ ઇ.સ. ૬૨૬થી૬૨૮ની.

અજંતાની આ સાતસોથી આઠસો વર્ષની કારકિર્દીમાં વિવિધ પ્રકારનું ચિત્રકામ થયું છે. તે બધાને કાળનો અને જાલિમોનો પંજો ન લાગ્યો હોત તો આજે ત્યાં ચિત્રોનો મહાસાગર દૃષ્ટિએ પડતો હોત. હાલ જે ચિત્રો છે તેને પણ ઘણા જખમો પડ્યા છે તથા ધુમાડો લાગ્યો છે; છતાં નિઝામ સરકારની દેખરેખથી તેને યોગ્ય મલમપટ્ટા અને સારવાર ચાલુ મળ્યાં કરે છે અને તે માટે આખી દુનિયા તેમને આભારી રહેશે.

અજંતાનું અસ્તિત્વ હાલના જગતમાં પહેલવહેલું ઈ. સ. ૧૮૨૪માં જનરલ સર જેમ્સની નજરે પડ્યું. તે પોતે ખાનગી રીતે ત્યાં જઈ આવ્યા અને તેની નોંધ રૉયલ એશિયાટિક સોસાએટીને આપી. તે પછી ૧૮૪૩માં મિ. ફર્ગ્યુસને તેનો સવિસ્તર આબેહૂબ અહેવાલ આપ્યો ત્યારથી વિદ્વાનોનું તે પર ધ્યાન ખેંચાયું ને ૧૮૪૪માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ડાયરેક્ટરોએ તેનાં ચિત્રોની નકલો કરાવી લેવાનું નિરધાર્યું તથા મદ્રાસના લશ્કરમાંથી મેજર આર. જિલને તે કામ સોંપ્યું. ઠેઠ ૧૮૫૭ના બળવા સુધી એ કામ પહોંચ્યું. ત્રીસેક નકલો થઈ અને ઇંગ્લંડના ક્રિસ્ટલ મહેલમાં તેનું પ્રદર્શન થયું; પણ ૧૮૬૬ની આગમાં તે બધી નકલો બળી ગઈ. એ ચિત્રોનાં તો આજે ટ્રેસિંગ કે ફોટોગ્રાફ કશું મળતું નથી. જો મળે તો આપણને ઘણું ન જોએલું જોવા મળે, કેમકે તે પછી પણ ઘણાં ચિત્રો ખરી ગયાં છે અથવા નાશ પામ્યાં છે. તે પછી મિ. ફર્ગ્યુસને સરકારને તે બાબત ફરી આગ્રહ કર્યો અને મૂળ ચિત્રો તદ્દન નાશ પામે તે પહેલાં તેની નકલો કરી લેવાનું મુંબાઈની કલાશાળાના પ્રિન્સિપાલ મિ. ગ્રિફિથ્સને સોંપ્યું. તે પહેલાં જાતે અજંતા જોઈ આવ્યા ને પછી ૧૮૭૨ થી ૧૮૮૧ સુધી શાળાના વિદ્યાર્થીઓની મદદ લઈને મંડપોની માપણી તથા છતનાં અને સ્તંભોનાં કેટલાંક ચિત્રોની નકલો કરી. તેમાં રૂ.૫૦ હજાર ઉપરાંત ખર્ચ થયો. ૧૮૮૫માં તે કામ બંધ થયું. ૧૮૯૯માં એ કામના બે મોટા ગ્રંથો બહાર પડ્યા છે અને તે ઘણી જ અણમોલ માહિતીથી ભરેલા છે. એ મૂળ નકલો સેક્રેટરી ઑવ સ્ટેટ્સ ફૉર ઇન્ડિયા-



(હિંદી વજીર)ને ઈંગ્લંડમાં સોંપવામાં આવી હતી. મિ. ગ્રિફિથ્સ તો તે મુંબાઈની આર્ટ સ્કૂલમાં જ રાખવા ઈચ્છતા હતા; પરંતુ તેવી રજા ન મળી, એટલું જ નહિ પણ તેની નકલો કરીને રાખવાની તેમની માગણી પણ હિંદી વજીરે મંજૂર ન રાખી. આખરે એ ચિત્રો પણ હિંદી વજીરની ઑફિસમાં આગ લાગી તેમાં બળી ગયાં અને માત્ર તેના ફોટોગ્રાફો રહ્યા!

ત્યાર પછી ૧૯૧૫માં લેડી હૅરિંગહામે કેટલાક હિંદી કળાકારોને સાથે રાખી ગુફામાંથી પ્રસંગોનાં જ ચિત્રો ઉતાર્યાં. ત્યાં સુધી અજંતા ખાતે કોઈપણ પ્રકારની દેખરેખ નહોતી, એટલે તેમને ઘણી મુશ્કેલી પડી હશે અને તેથી જ તેમના કામમાં ઘણી ઊણપો રહી જણાય છે; પણ તેમના કામે દુનિયાની પ્રશંસા મેળવી અને તે પરથી નિઝામ સરકારે ત્યાં પાકો કબજો કર્યો તથા મોટા ખર્ચે સાફસૂફી અને સમારકામ કરાવ્યાં તેમજ તેની સંભાળ રાખવા એક ક્યૂરેટરની નિમણૂક કરી. એ ક્યૂરેટર મિ. સૈયદ અહમદ લેડી હૅરિંગહામની ટુકડી જોડે જ પ્રથમ આવેલા અને નકલોના કામમાં સામેલ હતા; પણ હમણાં તેમણે જે ચિત્રો ઉતાર્યાં છે તેમાં બહુ જ ચોકસાઈભરી નજર અને પ્રામાણિક સાદૃશ્ય છે.

૧૯૨૬માં ઔંધ નરેશ શ્રીમાન બાલાસાહેબ પંત પ્રતિનિધિએ જુદાજુદા પ્રાંતના કલાકારોની એક ટુકડીને અજંતામાં એક માસ રહેવાની સગવડ કરી આપીને હાલનાં સાધનોની મદદથી કેટલીક નકલો ઉતરાવી છે અને તે વધુ આધારભૂત બની છે. આ લેખકને પણ તે મંડળીમાં રહી અજંતાની દીક્ષા લેવાનું સુભાગ્ય મળ્યું હતું અને તે યાત્રાની પ્રસાદી રૂપે જ આ પ્રકાશન છે. ગુજરાતના કલારસિકો તે પરથી લોભાઈને અજંતા-યાત્રા કરે ને તેમની કલાભક્તિ નવું જોમ મેળવે એ અભિલાષા છે. રવિશંકર રાવળ

# બુદ્ધ યશોધરા અને રાહુલ

### ચિત્રરહસ્ય

(જુઓ પૃષ્ઠ ૮ની સામે)

સિદ્ધાર્થ યશોધરાનો ત્યાગ કરી ગયો તે પ્રસંગ કરુણ હતો. ગૌતમ બુદ્ધ પોતાના ત્યાગથી મેળવેલું અમૃત યશોધરા અને રાહુલને પાઈ દે છે એ પ્રસંગ દિવ્ય છે, અભિનંદનીય છે. સિદ્ધાર્થ અને યશોધરા જ્યારે પરણ્યાં ત્યારે લગભગ સરખી જ ઉમરનાં અને સરખા જ જીવનવાળાં હતાં. ગૃહત્યાગ પછી સિદ્ધાર્થે જે તપશ્ચર્યા કરી તે તપશ્ચર્યા વડે અને મારવિજય વડે તે મહાન થયો છે. એનો પિતા શુદ્ધોધન પણ એના તરફ માનની દૃષ્ટિએ જુએ છે. એ ધર્મરાજની મહત્તા અલૌકિક છે. એની ઊંચાઈ સામાન્ય લોકો કરતાં કેટલીક વધારે છે. લોકો હવે એને સમાન દૃષ્ટિથી જોઈ શકતા નથી. નજર ઉપર કરે તે જ એને

જોઈ શકે. અને ભગવાનની આંખમાંથી કેવું અમી ઝરે છે! વૈરાગ્યના કષાય રંગનો એમને બોજો લાગતો નથી. એમના વદન પર સંપૂર્ણ શાન્તિ છે. એમનો પદક્રમ કારુણ્ય છે, સર્વ-લોકહિતકારી છે; તેથી જ્યાં એમનો પગ પડે છે ત્યાં કમળ ઊગે છે. અત્યંત ઉદ્વેગથી તેઓ ઘર છોડીને વનમાં ગયા હતા. આજે શાંતિનું અરણ્ય તેઓ રાજધાનીમાં લઈ આવ્યા છે.

યશોધરા સમજી ગઈ છે કે એના હૃદયેશ્વર હવે એના છે અને નથી. તથાગતના હૃદય-માં હવે વિશ્વજાતને સ્થાન છે. એમાં પોતાને પણ છે અને પોતાના બાળકને પણ છે. બુદ્ધ ભગવાન જ્યારે ઘર છોડીને ગયા ત્યારે યશોધરાએ રાહુલને અપશુકનિયો દીકરો ગણીને હજાર વાર ધિક્કાર્યો હશે. પિતાએ તો એનું નામ જ રાહુલ પાડ્યું હતું. આજે એ જ માતા પોતાના—બુદ્ધ ભગવાનના એ પુત્રને દીક્ષા આપી રહી છે. કથાકારો કહે છે કે બુદ્ધ ભગવાને રાહુલને સંન્યાસદીક્ષા આપી. વાત ખોટી છે. જે ક્ષણે યશોધરાએ કહ્યું કે 'દીકરા, જો પેલો પુરુષસિંહ અકુતોભય સંચાર કરે છે; એ તારો પિતા છે; એણે દુન્યવી રાજ્ય ત્યજી કંઈક અલૌકિક રાજ્ય મેળવ્યું છે; તું એનો વારસ છે; જા, પિતા પાસેથી તારો વારસો માગી લે;' એ જ વખતે રાહુલને દીક્ષા મળી ચૂકી. બુદ્ધ ભગવાને એને કષાય વસ્ત્ર આપ્યાં હશે, એને ભિક્ષાપાત્ર સોંપ્યું હશે; પણ એ દીક્ષા ન ગણાય. એ તો કેવળ રૂપાંતર હતું, વેશાંતર હતું. દીક્ષા તો માતૃહૃદય જ આપે.

યશોધરાને પરમ શાંતિ ન મળી હોત, સિદ્ધાર્થના ગૃહત્યાગની બળતરા જ હૈયામાં રહી હોત તો તે દીકરાને એ દીક્ષા આપી ન શકત. બુદ્ધ ભગવાને સંઘ સ્થાપ્યો. એ સંઘ બગડ્યો. એની સાથે રાહુલ પણ બગડ્યો. પણ યશોધરા તો આર્ય સતી! પતિ મારફતે જ એણે મુક્તિ મેળવી. એ ધન્ય થઈ ગઈ. આકાશમાંથી દેવો પુષ્પવૃષ્ટિ કરે છે તે કોના પર? એ પુષ્પો નથી બુદ્ધને માટે કે નથી રાહુલને માટે; પણ આત્માર્પણનો ધર્મ પાળનાર પુષ્પ સમી યશોધરાને માટે છે.

આ પ્રસંગમાં બુદ્ધ કૃતાર્થ છે, સાચા અર્થમાં સિદ્ધાર્થ છે. રાહુલ એ રાહુલ રહ્યો નથી; એ ધર્મરાજનો યુવરાજ થયો છે. યશોધરા તો પરમ કૃતાર્થ છે. ફક્ત વ્યર્થ દેખાય છે પુષ્પવૃષ્ટિ કરનાર પેલો દેવ, જે આ ભવ્ય પ્રસંગની કદર કરી શકે છે, એનો રસ લૂટી શકે છે, એ પ્રસંગને વધાવી લઈ શકે છે, પણ એ પ્રસંગમાંથી દીક્ષા લઈ શકતો નથી. જે કદર કરી જાણે, પણ અનુકરણ ન કરી જાણે તે વિદ્યાધર છે, કલાધર છે, છત્ર-ધર છે, પણ ઈશ્વર નથી. શું આ વિદ્યાધરની છાયા રાહુલ પર પડી તેથી જ એની દીક્ષામાં કચાશ રહી? એને દીક્ષા 'મળી' હતી, એણે 'લીધી' ન હતી. મળેલું કેટલું ટકે? અને મેળવેલું ક્યાં ખોવાઈ જાય?

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



ટેકરીની ફેડમાં અજંતા-ગુફાઓ (સ્કેચ : રવિશંકર રાવળ)



અજંતાની પહેલા નંબરની ગુફામાં 'નાગરાજ–કાશીરાજનો સમાગમ'વાળા ચિત્રમાંની
નાગકુમારીની આકૃતિનું સુંદર આલેખન (અનુકૃતિ • રવિશંકર રાવળ)
ચિત્રકથા માટે અન્યત્ર જુઓ એ આખા પ્રસંગના રંગચિત્રનો પરિચય



'નાગરાજ–કાશીરાજનો સમાગમ' વાળા પહેલા નંબરની ગુફામાંના
પ્રખ્યાત ચિત્રમાંનું 'કાશીરાજની કુમારી'નું ચિત્ર (અનુકૃતિ · રવિશંકર રાવળ)
એ મૂળચિત્ર રેખા, રંગ, છાયા અને ભાવનિરૂપણમાં જગતનાં સર્વોત્તમ ચિત્રોની કક્ષામાં ઊભું રહી શકે એવું છે.




નરદેહની શોભા અને વીર્ય દાખવતું, અજંતામંડપ નં. ૧૭ની પરસાળની ભીંત પરનું ઈન્દ્રનું ચિત્ર
એ આખું ચિત્ર નાના સ્વરૂપે અન્યત્ર આપેલું છે. (અનુકૃતિ • રવિશંકર રાવળ)

અજન્તા મંડપોમાં ૧૭મા નંબરની ગુફાની ભીંત પર ગજ-જાતકનું ચિત્ર. એ જાતકની કથા એવી છે કે ભગવાન બુદ્ધ એક જન્મે હિમાલયમાં શ્વેત હાથી હતા અને પોતાનાં વૃદ્ધ માતા તથા અંધ પિતાનાં પોષણ-સેવા કરતા. પ્રયાગના રાજાએ એ હાથીનાં રૂપગુણની વાત સાંભળી તેને પકડી મંગાવ્યો. પણ હાથી કાંઈ ખાયપીએ નહિ. કારણ પૂછતાં હાથીએ સંકેતથી તે સમજાવ્યું. રાજાએ તેને મુક્ત કરવાની આજ્ઞા કરી પોતે ઘોડેસવાર થઇ પાછળ ગયા. હાથી હિમાલયના જંગલમાં જઈ માતાપિતાને મળ્યો. ઉપરના ચિત્રમાં એ પ્રસંગમાં હાથી કમળનાં ફૂલ વગેરેથી માતાપિતા પર અભિષેક કરે છે અને માતા વત્સલતાથી તેના પગને સૂંઢ વીંટાળે છે તથા અંધ પિતા તેના શરીર પર સૂંઢ ફેરવે છે એ કરુણ દૃશ્ય અસરકારક છે.



ભગવાન બુદ્ધના પૂર્વજન્મની જાતકકથાઓમાંની છદંત જાતકની કરુણ કથાનું ૧૭મા નબરની ગુફાની ભીંત ઉપરનુ આલેખન (કથાના સારભાગ માટે જુઓ લેખ). હાથીનું ચિત્રાંકન હિંદ સિવાય ભાગ્યે જ બીજા કેઈ દેશને હાથે સંપૂર્ણપણે સફળ નીવડ્યું છે. હાથીનાં સ્વરૂપો અને તેનાં અનેક રૂપાંતરોને લીધે હિંદી કળા વિશિષ્ટતા પામી છે







મથાળે: ૧૭મા નંબરની ગુફામાંનું પરસાળમાંનું ઇન્દ્ર અને તેના પરિવારનું દૃશ્ય, વચ્ચે: અનેક પ્રલોભનો અને ભયનાં સાધનો સાથે ભગવાન બુદ્ધને ચળવવા આવેલા મારાના સૈન્યનું ચિત્ર
નીચે: એ જ વિષયનું શિલ્પ

'સર્વનાશ': અશુભ ખબર લઈ આવેલા દુઃખાર્ત નેત્રોવાળા રાજદૂતનું આ ચિત્ર અજંતાની ૧૭મા નંબરની ગુફાના મંડપની ભીંતના એક ટુકડા પર છે. એક હાથે દંડ ટેકવી બીજા હાથે તેના અશુભ ખબરનો સંપૂર્ણ ખ્યાલ આપતો આ વૃદ્ધ ચહેરો રેખાના સામર્થ્યનો નમૂનો છે.





અજંતાના બીજા નંબરની ગુફાની ભીંતપરનું સુંદરીના વધનું કરુણાભર્યું પ્રખ્યાત ચિત્ર. બાજુએ: એજ ચિત્રમાં રાજાનાં ચરણોમાં નમી રહેલી, દયા યાચતી એ અભાગી રમણીના ચિત્રનું લાલિત્યભર્યું રેખાંકન. નીચે: ૧૭મા નંબરની ગુફાની ઓસરીની ભીંતપરનું એક બીજું સુંદર ચિત્ર: નવ-પરિણિત રાજદંપતી અને ભિક્ષુક બ્રાહ્મણ.









અજંતાના ચિત્રકારોની, વહેતી, સામર્થ્યવાન છતાં માર્દવભરી રેખાઓના આલેખનની ખૂબી દર્શાવતા કેટલાક નમૂના. અશ્વના ચિત્રમાં આણેલી સજીવતા, માનવચહેરાઓમાં હોઠ ઉપરના ભાવ તથા આંખોમાંની ઋજુતા—એ સઘળું ચોટદાર રેખાંકનની અનુપમ સિદ્ધિ દર્શાવે છે.







## પરિધાન, અલંકારો, હથિયારો, વાસણો વગેરે.

અજંતા યુગનાં માનવીઓ યુદ્ધ અને વીરતાના પ્રસંગોથી જરા પણ દૂર નથી. ૧૭મા નંબરની ગુફામાં યુદ્ધ પ્રસંગનું એક મોટું ચિત્ર છે જેમાં લગભગ ત્રણુસો ચહેરા તો આજે ગણી શકાય છે, અને એ દરેકના મુખ પરના યુદ્ધ સમયના વિવિધ ભાવો જોનારને છક્ક કરી દે છે. ડાબી તરફ: થોડાં હથિયારોનું આલેખન. ઉપર: ડાબી બાજુએ—પહેલા નંબરની ગુફામાંના 'વજ્રપાણિ બુદ્ધ'ના ચિત્રમાંના પરિચારિકનું આ આલેખન એ વેળાના પરિચારિકોના પોષાક અને અલંકારોમાં દેશની સમૃદ્ધિ અને શિલ્પકૌશલ્ય સચોટ દર્શાવે છે. જમણી બાજુ–કલાયુક્ત પરિધાન અને અલંકારો સજેલી સંગીતમંડળી. નીચે: અજંતા યુગમાં વપરાતાં વાસણો અને તેના ઉપયોગ દર્શાવતી નાની સંહિતા.





અજંતાની ગુફાઓમાં બે પ્રકાર છે: ચૈત્ય અને વિહારમંડપ. પીપળપાનના આકારની આવી કમાનવાળા તે ચૈત્ય. બાજુએ બતાવેલું ચૈત્યનું ચિત્ર ૧૯ મા નંબરની ગુફાના રમણીય અને શિલ્પમંડિત દ્વાર પ્રદેશનો સુંદર ખ્યાલ આપે છે. એ ફોટોગ્રાફ લેવાયા પછી નિઝામ રાજ્ય તરફથી એ સ્થળની સાફસૂફી–સમારકામ થયા બાદની સ્થિતિનું દૃશ્ય નીચેના ફોટોગ્રાફમાં છે. 'નાગરાજના કુટુંબ'નું જાણીતું મનોરમ શિલ્પ આ જ ગુફાના દ્વારપ્રદેશમાં છે. નીચે જમણી તરફ તેનો નાનો ફોટોગ્રાફ આપેલો છે. તેનો સંપૂર્ણ ખ્યાલ આપતું સુંદર ફોટોચિત્ર પાછળને પાને જણાશે.





નાગરાજનું કુટુંબ

... ...

કંદર્પકાયા, સુકુમાર ગાત્રો,
સજીવથી યે અધિકાં સજીવ;
આભૂષણો શું અણમૂલ ધાર્યાં
કંઠે, શિરે, કર્ણ–કટિ–કરે આ.

આરામમુદ્રા, મન તર્કમાળા,
સંસારબાજી ગૂઢ સોગઠાંની;
સ્વામીતણી એ મનવેદનાને
સંભાળતી આ ગુણવાળી શ્યામા.

(ધીરજલાલ શાહ)

ઉપર : ૧૯મા નંબરના ચૈત્યના જમણા દ્વારપ્રદેશમાં આવેલા 'નાગરાજનું કુટુંબ' નામના મનોહારી શિલ્પનો સમગ્ર ખ્યાલ આપતું ચિત્ર (ફોટો. કુંદન) નીચે : એ શિલ્પ કયે સ્થળે આવ્યું તે દર્શાવતું એ ચૈત્યના દ્વારપ્રદેશનું દૃશ્ય. ચિત્રમાં ડાબી બાજુએ એ નજરે પડશે.



અજંતાના કુલ ૨૮ કલામંડપોમાં ચૈત્ય ત્રણજ છેઃ ગુફા નં.૯, ૧૯ને ૨૬. એમાંના ૨૬મા નંબરના ચૈત્યનો દ્વારપ્રદેશ (ફોટો કુંદન)

ઉપર દર્શાવેલા ૨૬મા નંબરના ચૈત્યમાંનો સ્તૂપ. સ્તૂપની ચોમેર, તથા ચૈત્યની બંને બાજુની દીવાલો પર થાંભલી દ્વાર પાછળ તેમજ થાંભલાનાં બીમો પર બુદ્ધની અસંખ્ય મૂર્તિઓ વિવિધ રૂપે કોરેલી છે. (ફોટો • કુંદન)











અજંતાની બધી ગુફાઓમાં ૨૬મા નંબરની શિલ્પમાં ઉત્તમ છે; અને ત્યાંનો પત્થર પણ અનુકૂળ હોવાથી કલાકારોનાં ટાંકણાંમાંથી ત્યાં જાણે ગંગા વહી છે. હારબંધ થાંભલાઓ, તેના ટોડલા, તે પરનાં બીમ, બધું ભારકર્યથી ભર્યું પડ્યું છે. છતમાંની કમાનો પ્રમાણબદ્ધ અને સુંદર છે. ઉપર ડાબી બાજુનાં ઉપરનાં બંને ચિત્રો એ ગુફાનાં છે. ગુફામાં ડાબી બાજુએ, થાંભલાની હારની પાછળ બુદ્ધના નિર્વાણપ્રસંગનું જે શિલ્પ છે તે વચલા ફોટોમાં બતાવ્યું છે. એમાં બુદ્ધની મહાકાય મૂર્તિ શાંતિથી સૂતેલી છે અને નીચે નાની મૂર્તિઓની હાર છે. એ આખી શિલ્પકૃતિ અતિ ભવ્ય છે. નીચેનું ત્રીજું ચિત્ર ૧૯મા નંબરના ચૈત્યના થાંભલાઓ પરના બારીક ભારકર્ય (કોતરણી)નો નમૂનો દર્શાવે છે. જમણી બાજુ ઉપર : થાંભલાને મથાળે છતને ટેકવી રહેલા મોટા પેટવાળા કીચકોનું શિલ્પ (સ્કેચ : ર મ.રાવળ). નીચે : એક ગુફાના મંડપની અંદરથી દેખાતી પરસાળ (સ્કેચ : ર. મ. રા.)



**અજંતાનું એક અનોખું શિલ્પ**

આવી સ્થિર એકાગ્ર બુદ્ધની ઊભી મૂર્તિ ભાગ્યે જ બીજે મળે છે. તેની બે બાજુના સ્તંભ-પરિઘરમાં અનેક બીજા પ્રસંગો કોતરેલા છે. તેમાં કોઇ યુગલ પછવાડે વાઘ પડેલો છે, કોઈની પાછળ શસ્ત્રધારીઓ છે, તો કોઇને ઉન્મત્ત હાથી ભયભીત કરી રહ્યો છે સંસારના અનેકવિધ ત્રાસ અને દુઃખનું નિવારણ કરનાર આ પરમ યોગમૂર્તિ, પછીના કાળના સૂર્ય વિષ્ણુ વગેરેનું આદિબિંબ લાગે છે. અજંતાની નં. ૪ની ગુફામાં એ આવેલી છે.





ઉપર : ૧૭મા નંબરની ગુફાની છત પરના આલેખનોનો ખ્યાલ આપતો ફોટો. નીચે : ગુફા નં. ૨ ની છતમાંના એક આલેખનનો અરધો ભાગ.



ભીંતોની માફક અજંતા-ગુફાઓની છતો પણ આલેખનોથી ખીચોખીચ ભરેલી છે અને તેમાં કમળ, હાથી, હંસ, વૃષભ, તથા માનવ આકૃતિઓ અને યુગલોની શોભનસમૃદ્ધિ કલાકારે છૂટે હાથે બાખૂબ વેરી છે. તેની. થોડી વાનગી.





ઉપર : અજંતાને રસ્તે · નીચે : ૧૬મા નંબરની ગુફાની આલેખનોથી ભરેલી પરસાળની છત. જમણી બાજુ મથાળે : પહાડની ભેખડમાં ચન્દ્રાકારે કોરેલી અજંતાની ગુફાઓનું દૂરથી દૃશ્ય વચ્ચે : પડતર ગુફાઓમાંની એક. નીચે : (૧) વિચારનિમગ્ન સુંદરી; (૨) ચિંતાવ્યગ્ર રાણી અને તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવતી તેની પરિચારિકા.












રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂરંગી અને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્ર ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. કલાકા ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉ શંત આમાં સંઘરાએલાં પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વૉટર–કલર, પેન્સિ અને પેન–ઍન્ડ–ઇંક–સ્કેચ, સ્ટેપલ–વર્ક, વૂડ-કટ, સૉફ્ટ-બ્રશ-સ્કેચ આ ચિત્રકળાની વિભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનો કસબ દર વતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાના વિદ ર્થીઓ તથા કલાશોખીનો માટે તેમજ ભેટ આપવા માટે એ અમૂલ્ય ચીજ કિં. રૂા. ૩ાા; પોસ્ટેજ સાથે રૂા. ૪; કુમાર કાર્યાલય લિમિટે , અમદાવ..






કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવા આ ચિત્રસંગ્રહ પાછળનો મુખ્ય હેતુ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો છે. શ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહિવાસી, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ અને ત્રિગુણાતીત પંચોળી, એ આપણા છ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદાં ચિત્રોનો આ સંપુટ, ૧૨ાા×૯ ઈંચના માપનાં આર્ટ કાર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં સુઘડ રંગીન છપાઇમાં આપવામાં આવ્યો છે. સવા રૂપિયા જેટલી નજીવી કિંમતમાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઇએ હજી આપ્યાં નથી. ચિત્ર દીઠ પૂરી ચાર આના કિંમત પણ ન થઇ.





**ગુજરાતનું પાટનગર અમદાવાદ :** એ શહેરના સ્થાપક અહમદશાહ મકબરાથી માંડીને છેક સ્વામીનારાયણના મંદિર સુધીના આજથી એક જ સૈ પરનાં સ્થાપત્યોમાં સંઘરાએલી આપણી કળાલક્ષ્મીનો પરિચય. જેણે પશ્ચિમ ના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે અને જેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સ અમદાવાદનાં બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આ આલ્બમ છે. દરે ચિત્ર નીચે ઐતિહાસિક અને લાક્ષણિક માહિતી આપતી નોંધ તથા રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતીપડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યો નિબંધ સાથે. કિંમત માત્ર બે રૂપિયા, પોસ્ટેજ જુદું.